પ્રકાશના.

※※※※※※※※※※※※

આવૃત્તિ પેહેલી હજાર પ્રત.

※※※※※※※※※※※※



अमदावाद.

યુનાઈટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી
કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

---

સને ૧૮૮૬. (રીપન સંવત ૬.) સંવત ૧૯૪૨.

[illegible] ઉપાધ્યાય.

ડાકોરના.


************


આવૃત્તિ પેહેલી હજાર પ્રત.


************


**અમદાવાદ.**

યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી
કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
**રણછોડલાલ ગંગારામે છાપ્યું.**

---

સને ૧૮૮૬. (રીપન સંવત ૬.) સંવત ૧૯૪૨.

૨૭૪૧

# પ્રસ્તાવના.

આ ચોપડી વાંચનાર મુજ્ઞ સદ્ગૃહસ્થોને હું નમૃતા પુર્વક વિનંતી કરૂંછું કે " **श्रीमत्परमहंस परिव्राजकाचार्य जगद्गुरु श्रीमच्छंकराचार्य श्रीशारदामठ द्वारकांसंस्थानाधीश श्रीमद्राजराजेश्वर शंकराश्रम स्वामीमहाराजनी स्वारी द्वारकांसंस्थानथी शिष्य संचारार्थे नीकळेली तेमनुं वृतांत नीचे मुजब.**

મહારાજનો તૈલંગ દેશમાં પવિત્ર બ્રહ્મકુળમાં અવતાર થયો, અને તેમને આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર થયા પછી પોતે ગુરૂને ત્યાં વેદાભ્યાસ શાસ્ત્રવીધિ શીખવા ગયા. વેદાભ્યાસ પૂરો થયા બાદ પોતે યથાર્થ રીતે બ્રહ્મચર્ય વૃત પાળી દેશાટણ અને તિર્થયાત્રા કરતા કરતા રાજનગરમાં આવી પોહોંચ્યા,ને ત્યાં કેટલાએક વર્ષ મુકામ રાખ્યો. પછી ભરતખંડમાં મોટાં મોટાં ક્ષેત્રોની યાત્રા કરી. ત્યાર બાદ કાનપુર, અમદાવાદ, નડીઆદ, વડોદરા ઇત્યાદીક મોટાં સ્થળોમાં પધારી પુરાતની પવિત્ર વેદધર્મ અને સ્માર્ત સંપ્રદાયના જીર્ણોદ્ધારને સારૂ તે તે સ્થળોમાં વિદ્વાનોની સભા કરી યથાર્થ રીતે ધર્મનું વિવેચન કર્યું; અને આચાર્ય તુલ્ય કીર્તિ પુર્વાશ્રમમાં સંપાદન કરી, કાનપુરમાં દયાનંદ સરસ્વતિની સામે બાથ ભીડી મુર્તિખંડન સંબંધી તેના મતને પાયમાલ કરી, જાહેરાંત સભાઓમાં વિદ્વાન શાસ્ત્રી અને પંડિતોની મધ્યમાં મુર્તિમંડન કરી ઘણો યશ કર્યો. પ્રથમથી સ્વામી મહારાજનો ઉદ્દેશ એવો હતો ...મેંથી ભ્રષ્ટથઇ અધમ સ્થીતિએ પહોચેલી ... ર્મનું ખરૂં રહસ્ય જણાવી અંતઃકરણ...

અજ્ઞાન કાઢીનાંખી સત્ય સ્થીતિએ પહોચાડવા સત્ય ધર્મનુ પાન કરાવવું, અને એ સારૂ આખા ભરતખંડમાં દેશ કલ્યાણાર્થે ખરા ધર્મનું વિવેચન કરવા સારૂ રટન કરવું. સ્વામીમહારાજ એક સમયે નારાયણબિંદુ સરોવરની યાત્રા નિમીત્તે જતાં દ્વારકાં આવી પહોચ્યા. તે સમયે શ્રી શારદામઠની ગાદીઉપર જગદ્ગુરૂ શ્રીમત્ કેશવાનંદ સરસ્વતિ હતા.

તેઓ અતિ વૃદ્ધાવસ્થામાં હતા, તેમના દર્શનાર્થે મહારાજ ત્યાં પધાર્યા; ત્યારપછી સદરહુ સ્વામી મહારાજે તેમનું યથાશાસ્ત્ર બ્રહ્મચર્યવૃત, વેદ વેદાંતાદીક સકળ શાસ્ત્રને વિષે અતિ પ્રૌઢ નીપુણતા, અક્ષુણ્ણ વિદ્વતા, તેમની ગૌરવરણી સુવર્ણમય કાન્તિ અને ચપળતા જોઈ તેમને આગ્રહ કર્યો કે તમારે અત્રે રહી મારી પાસેથી સન્યસ્ત દિક્ષા લેઈ આ શારદામઠની ગાદી સંભાળી લેવી. પરંતુ સ્વામીમહારાજનો હેતુ ઉપર કહ્યા મુજબનો હોવાથી અને આચાર્યત્વ સ્વિકારતાં પોતાના મુદ્દા હેતુને હાની પહોચશે એવા વિચારથી તે વખત ના પાડી; અને નારાયણબીંદુ સરોવરની યાત્રાસારૂ સદરહુ આચાર્યનું પત્ર લેઈ સીધાવ્યા. ત્યાં રસ્તામાં જતાં રાજા રજવાડાએ આચાર્યતુલ્ય સન્માન કર્યું. ત્યારપછી પાછા દ્વારકાં પધાર્યા, ત્યાં તેમને જ્યારે ઘણો આગ્રહ કર્યો ત્યારે પુર્વાચાર્યને એટલું કહ્યું કે આપના સમાધીસ્ત થતા પહેલાં આચાર્ય પદવી સ્વિકારવી એ ઘણું અયોગ્ય ગણાય,

ને ત્યારપછી બધી વાત. જગદ્ગુરૂ શ્રીમત્ કેશવાનંદ

એ સમાધીસ્ત થતા પહેલાં એક અનુમિતી પત્ર

નં.

ની હતી કે મારાપછી આ ગાદી શ્રી-

મહારાજરાજેશ્વર મહારાજને જ્યાં હોય ત્યાંથી બોલાવ. સોંપવી. એ પ્રમાણે તેમના સમાધીસ્થ થયા પછી દ્વારકાંના માણસો મહારાજનો મુકામ રાજનગરમાં હતો ત્યાં તેડવા આવ્યા; અને ઘણા આગ્રહ સહિત ગાદી ઉપર બેસાડવા તેડી ગયા. પછી શ્રીમત્ ગાયકવાડ સરકારે તથા દ્વારકાંના સદ્‌ગૃસ્થો તેમજ આશપાશના નાના મોટા રજવાડાઓની અનુમતિથી અભિષેક થયો. ગાદી ઉપર બેસતાં કેટલાક દુષ્ટ લોકોએ અનેક તરેહનાં વિઘ્ન નાંખ્યાં; પણ સ્વામી મહારાજે પોતાના બુદ્ધિ બળથી તેમજ ઘણી વિદ્વતા અને ચપળતાથી તે દૂર કર્યાં. અને મઠ સબંધી પુર્વે જે અવ્યવસ્થા ચાલતી હતી તે સર્વે દૂર કરી ઉત્તમોત્તમ સ્થીતિપર શારદામઠને આણી જાણે પુનઃસદાશીવનો અવતારહોય તેમ વ્યવસ્થા કરી નાંખી ને ઘણો આનંદ પમાડ્યો. અને કેટલીક તકરારોનું નિરાકરણ તો પરભાર્યા કાશી ઈત્યાદિ મહાન ક્ષેત્રોના અરૂઢ વિદ્વાન અને પવિત્ર સન્યાશીઓના પત્રદ્વારાએ લખાઈ આવેલા અભિપ્રાયોથી થયું. તેમાં મુખ્ય તકરાર જેનું નિરાકરણ થયું, તે એ હતી કે ગૌડ અને દ્રાવીડ એભેદ-સન્યસ્તાશ્રમ લીધા બાદ રહેતો નથી. ફક્ત ગૃહસ્થાશ્રમીઓનેજ એ સંજ્ઞા લાગી શકે. ત્રણેક વર્ષ દ્વારકાંમાં રહી શારદામઠની સર્વ વ્યવસ્થા કરી રહ્યા પછી બહાર શિષ્યોના કલ્યાણાર્થે સંચાર કરી વેદોક્ત ધર્મ અને સ્માર્ત સંપ્રદાયનું શિષ્યોને જ્ઞાન આપી અનેક તરેહના ઉપદેશો કર્યા. ભાવનગર, નવાનગર, જૂનાગઢ, રાજકોટ, ચુડા, લાઠી, લખતર ઈત્યાદીક રાજ્યોમાં શિષ્ય શેવકોને યથાવીધિ ઉપદેશ આપી રાજાથી રંક પર્યંત ચતુર્વર્ણના લોકોથી સનૂમા-

સ્વારી રાજનગર સીધાવી; જ્યાં ર

સ્વામી મહારાજની અચ્છી રીતે

રા. બા. રણછોડલાલ છોટાલાલ, રા. બા. બેચરદાસ અંબાઈદાસ, રા. રા. બાપુભાઈ દયાશંકર તથા રા. સોમનાથ નારણદાસ વિગેરે બ્રાહ્મણ જાતીના ગૃહસ્થોએ તેમનો સારો આદર સત્કાર કર્યો. ત્યાર બાદ વડોદરામાં શ્રી મહારાજની સ્વારી સીધાવી. અસલના રીવાજ મુજબ ગાયકવાડ સરકારે પોતાના તાબાના સુબા, નાયબસુબા વિગેરે મોટા નાના અધિકારીઓને શ્રી સ્વામી મહારાજનું સામૈયુ કરવા આજ્ઞા કરી, અને સત્કાર સહીત સ્વામી મહારાજને શેહેરમાં લાવીને ઉત્તમ મુકામ આપ્યો. ત્યાં આશરે નવેક માસ સ્વારી રહી. તે અરસામાં અનેક પ્રકારના વિદ્વાન પંડિતોની સભામાં ધર્મ સંબંધી વિવેચનાર્થ ભાષણ કરી, ઘણા આનંદ ભેર દિવસો નિગંમન કર્યા. ગાયકવાડ સરકાર, મહારાણી યમનાબાઈ, તેમજ સુબા સાહેબ તથા નાયબસુબા ઇત્યાદિ સમસ્ત મોટા નાના રાજ્યના નોકરો અને શેહેરના સદ્ગૃહસ્થો એ આ સ્વામી મહારાજની શેવા સારી ઉઠાવી. નડીઆદમાં પણ મહારાજની અચ્છી રીતે શેવા થઈ. ત્યાર બાદ કપડવણજ મહારાજની સ્વારી આવવાની જાણ પડવાથી ત્યાંના સદ્ગૃહસ્થ રા. રા. શંભુલાલ ગણેશજી, રા. રા. પીતાંબરદાસ લક્ષ્મિરામ તથા દલપતરામ પીતાંબર જે થોડા વર્ષ પર મામલતદારના હોદ્દા પર હતા તે, વિગેરે બ્રાહ્મણો મળી મહારાજને મળવા સારૂ ગામને પાદર સામા ગયા; અને મહારાજને મળી આનંદ પામી વાજતે ગાજતે સન્માન સાથે ગામમાં લાવી અનુકુળ મુકામ આપ્યો. બાદ મહારાજ પ-ધાર્યાની વાત ગામમાં પસરતી ગઈ તેમ તેમ ત્યાંના લોકો આવવા લાગ્યા. તેમને મહારાજે ઘણી મુ-જબ પ્રમાણે સુબોધ કર્યો, તથા પોતાનો ધર્મ

સંબંધી શું અભિપ્રાય છે તે શાસ્ત્રયુક્ત બતાવ્યો; મહારાજની હિતકારી સુધા જેવી વાણી સાંભળી લોકની મતિ બદલાઇને સુધર્મના પાયા પર આવી. વળી આ ગુરૂજી શારદા મઠના અધિષ્ટાતા હશે કે નહિ એ બાબતનો કેટલાક વિપ્રોના મનમાં સંદેહ ઉત્પન્ન થએલો, તેથી તેમને ગુરૂજીએ તે બાબતનાં ઘણી રીતે પ્રમાણ આપી સંતોષ કર્યા, અને સર્વે શંકા દૂર કરી; આથી ત્યાંના લોકો પધરામણી કરાવવાને આમંત્રણ કરવા લાગ્યા. ગુરૂજી તે સ્વિકાર કરી તેમને ઘેર વરઘોડાની ધામધુમ સાથે પધારતા. સર્વે લોકો પોતાની શક્તિ પ્રમાણે ભેટ મુકી કુટુંબ સહીત મહારાજની આશિષ લેતા. એ પ્રમાણે ઘણા સદ્‌ગૃહસ્થોએ પધરામણીઓ હર્ષ પુર્વક સ્વેચ્છાથી કરાવતા. પધરામણી કરાવનાર સઘળા ગ્રહસ્થનાં નામ મને પુરી રીતે નહિ મળી આવવાથી જે ગૃહસ્થનાં નામ માલમ પડ્યાં, તેમનાંજ નામ કવિતા રૂપમાં કપડવણજની હકીકતમાં જણાવેલાં છે. ઉપર પ્રમાણે શ્રી શંકરાચાર્યજી મહારાજે કપડવણજના વિપ્રો વિગેરેને આનંદ પમાડી તથા શાસ્ત્રયુક્ત ધર્મના રસ્તા બતાવી, સન્માન પામી ડંકપુર (ડાકોર) પધારવાની ધારણા કરી. જે દિવસે ડાકોર પધાર્યા ત્યારે ડાકોરના જમીદાર સાહેબ મનોહર ગણેશ તાંબેકર, ગામના કેટલાક આબરૂદાર ગૃહસ્થ બ્રાહ્મણો તથા કેટલાક પ્રતિષ્ટીત જોશી, પુરાણી આદીક ભાવીક લોકો ઉમંગ યુક્ત મહારાજને મળવા સારૂ સામા ગયા હતા. ત્યાં થોડી વાર બેઠા એટલે મહારાજની સ્વારી આવી પહોચી. મહારાજને જમીદાર સાહેબનો માખણીઆ આરા તરફ બાગ છે તેમાં પધરાવ્યા, અને પછી વાજતે ગાજતે પુરમાં વરઘોડા તેડી લાવ્યા; અને ગોમતી ત્રટે કશીઆભાઇની મુકામ આપ્યો. ત્યારપછી શ્રી મહા

છોડજી મહારાજની, ડંકનાથ માહાદેવની તથા ગણપતિ આદિ દેવોની પ્રેમયુક્ત વીધિ પૂર્વક શોડષ પ્રકારે અવિછંદ પૂજા કરી.

મહારાજ પધાર્યાની વાત ગામમાં માલમ પડ્યાથી ગામના ઘણા વિપ્રો વિગેરે લોક દર્શનાર્થે આવવા લાગ્યા; તેમને પોતાની આશપાશ બેસારી ધર્મ સંબંધી વિવેચન કરવા માંડ્યું, તે સાંભળી લોકો આનંદ પામતા હતા. કદાપિ કોઇને સંદેહ પડતો તો તેના ખુલાસા સ્વામીજી શાસ્ત્રયુક્ત પ્રમાણ સાથે આપતા. આ પ્રમાણે કેટલાક દિવસ ધર્મ સંબંધી ભાષણો કરી બ્રાહ્મણોના જે જે શક હતા તે સૌ ત્યાગ કરાવ્યા. આથી અત્રેના બ્રાહ્મણ વિગેરે લોક આનંદ પામ્યા, ને પધરામણીઓ કરાવવી શરૂ કરી. આવો બનાવ બનતો હતો તે અરસામાં ચાતુર માસ બેસવાની તૈયારી હતી, તેથી મહારાજની સ્વારી આ ક્ષેત્રમાંથી અન્ય સ્થળે જવાની માલમ પડી. માટે ગામના જમીદાર સાહેબ તથા બીજા આબરૂદાર ગૃહસ્થોએ જઇ મહારાજને અરજ કરી કે અમારા ઉપર કૃપા કરી ચાતુર માસ અહીંજ ગાળો, કેમકે આ ક્ષેત્રમાં યાત્રા કરવા સારૂ તથા તુલસી ચડાવવા સારૂ શ્રાવણ માસમાં કેટલાક ગામોના બ્રાહ્મણો આવશે, તેમને તથા અમને આપનાં દર્શનનો લાભ મળે. આવી નમ્રતા પૂર્વક અરજ સાંભળી ગુરૂએ ચાતુર માસમાં ડાકોર રહેવાનો ઠરાવ કર્યો તેથી સર્વ વિપ્રો વિગેરે લોક ખુશી થયા. પછી ચાતુર માસમાં ગુરૂજીએ શંકર દિગ્વિજય વિગેરેની કથા કરવા માંડી. ત્યાં ગામના તથા પરગામી પુજારી બ્રાહ્મણો તથા ઉમરેઠના બ્રાહ્મણો સાંભળવા ...ના. તેથી પ્રતિદિન સર્વ બ્રાહ્મણોની શ્રધા શાસ્ત્ર ...દગુરૂ પર વધારે ચોંટવા લાગી. બાકી રહે... કેટલાક પધરામણીઓ કરાવી તથા

કેટલાક બ્રાહ્મણોએ ભેગા થઇ ઠરાવ કરી લાણુંદીઠ રૂપીઓ એક ઉઘરાવી સ્વામીના મઠમાં પધરામણી કરાવી ઉઘરાવેલી રેકમ મહારાજને અર્પણ કરી, અને પંચના તરફથી શુકલ ઘેલાભાઇએ મહારાજની પૂજા કરી હતી. વળી ડાકોરના શ્રી રણછોડ રાયજી મહારાજના શેવકોએ પોતાના તરફથી સમસ્ત પધરામણી લાલબાગમાં કરાવી અને તેમણે મહારાજની શેવામાં રોકડ, પાલખી, પીતાંબર તથા દોપટો વિગેરે કિમતી વસ્ત્ર ભેટ કર્યા. આવી રીતે ડાકોરમાં સર્વ બ્રાહ્મણોએ મહારાજની સારી શેવા બજાવી સન્માન કર્યું. તે વિષે સવિસ્તર વર્ણન કવિતામાં દાખલ કર્યું છે, તે વાંચવાથી સઘળા સજ્જનોના જાણ્યામાં આવશે. ડાકોરમાં શંકરાચાર્ય મહારાજની સ્વારી ઘણા દિવસ રહેલી, તે અરસામાં ઉમરેઠ ગામના કેટલાક સદગૃહસ્થ બ્રાહ્મણો, રાવસાહેબ સબજ્જ રણછોડ લાલ કપુરચંદ દેશાઇ તથા વકીલ સાહેબો વિગેરે શ્રી રણછોડ રાયજી મહારાજનાં તેમજ શંકરાચાર્યજી મહારાજનાં દર્શન કરવા આવતા હતા; અને મહારાજના સમાગમથી તેમની વિદ્વતા તથા ખરાપણાની ખાત્રીઓ પક્કી રીતે તેમના હૃદયમાં ઠસવાથી તેઓએ પોતાની સ્વેચ્છાથી મહારાજને વિનંતી કરી કે "કૃપા કરી ઉમરેઠ પધારી આપના શિષ્યોને પાવન કરો."

તે ઉપરથીગયા આશ્વિન માસમાં શંકરસ્વામી મહારાજે ઉમરેઠ જવાનો વિચાર કર્યો. તેમની સ્વારી ઉપડી તે વખતે ડાકોરના જમીદાર સાહેબ તથા કેટલાએક સદગૃહસ્થો મહારાજને ઉમરેઠ વળાવા ગયા. ત્યાંના વિપ્રો સબજજ સાહેબ તથા વકીલો વિગેરે ઘણા મ[illegible] ડાઠ સાથે ભાગોળે મહારાજના સામા મળવા [illegible] તા. તે મંડળીમાં જેટલા ગૃહસ્થો પધારે[illegible]

નાં નામ મને મળી શક્યાં નથી. જેટલાનાં મળેલાં તેટલાનાં નામ આ ચોપડીમાં કવિતારૂપમાં દાખલ કર્યાં છે. મહારાજની સ્વારી ઉમરેઠમાં આવવાથી ગામના સઘળા વિપ્રાદીકના મનમાં અતિ આનંદ થયો; અને મહારાજને રૂડા સન્માન સાથે ઓડ ભાગોળે રતનજી કાનદાસ વાળી એડાવાળની ધર્મશાળામાં મુકામ આપ્યો. પછી મહારાજનાં દર્શન કરવા વાસ્તે ઘણા વિપ્રો તથા બીજા કેટલાક સજ્જન માણસો આવવા લાગ્યા; તેમને ગુરૂજીએ ઉપર પ્રમાણે ઉપદેશ કર્યો; તેમ પોતે શારદામઠના અધીષ્ટાતા છે તે સંબંધી પૂર્ણ પ્રમાણ સાથે ખાત્રીઓ આપી; અને પોતે શંકરદિગ્વિજય તથા ઉપનિષદાદિ ગ્રંથોની કથા યથાસ્થિત રીતે કરી. સઘળા બ્રાહ્મણો વિગેરેના સમજવામાં આવ્યું કે આજ શંકરસ્વામી આપણા ખરા ગુરૂ છે, માટે પોતપોતાની યોગ્યતા પ્રમાણે શેવા બજાવવી જોઇએ. તેથી ગામના કેટલાક ગ્રહસ્થોએ પધરામણીઓ કરાવી; અને બાકીના કેટલાક બ્રાહ્મણોએ પોતાની જ્ઞાતિમાંથી જનોઈદીઠ અમુક રકમ ઉઘરાવી મહારાજને અર્પણ કરી; તે વિષે આ ચોપડીમાં કવિતારૂપે વર્ણવેલું છે.

વળી આ શંકરસ્વામી મહારાજે ઉમરેઠમાં ચર્ણપાદુકા લોકોના અતિ આગ્રહથી સ્વહસ્તે વીધિ પૂર્વક સ્થાપન કરીછે. એ ચર્ણપાદુકાના સંરક્ષણાર્થે તેની આશપાશ પીતળની જાળી ત્યાંના મે૦ સબજજ સાહેબે તથા વકીલ રા૦ રણછોડદાસ નાગરદાસે ધર્મનું કામ સમજી પોતાની સ્વેચ્છાથી પદરનાં નાણાં ખર્ચી કરાવી; તે વિ- કવિતા આ ચોપડીમાં ઉમરેઠના સંબંધમાં દાખલ સહારાજ સઘળા વિપ્રાદીક લોકોને સંતોષ કરી તથા ી વાડાસીનોર જવાના હેતુથી નીકળ્યા. તે-

મને વળાવા સારૂ ગામના સદ્ગ્રહસ્થો, મે૦ સબજજ સાહેબ તથા વકીલો ગયા હતા. શ્રી મહારાજે ડાકોર તરફ જવાની ભાગોળે થોડીવાર વિશ્રામ કરી પોતાનો લોકો પ્રત્યે પ્રેમ જણાવી પાછા વળવાની રજા આપી, અને ડાકોર આવ્યા. ડાકોરના બ્રાહ્મણોએ મહારાજને પેહેલી વખતે જ્યાં મુકામ કરાવ્યો હતો ત્યાં આપ્યો પછી લોકો દર્શન કરવા જવા લાગ્યા, અને પ્રાર્થના કરી કે હજી કેટલાક ગ્રહસ્થોની પધરામણી કરાવવાની ઇચ્છા રહી ગઇ છે, માટે કૃપા કરી હાલમાં વાડાસીનોર પધારવું બંધ રાખો. તે સાંભળી મહારાજે કેટલાક દિવસ ડાકોર મુકામ રાખ્યો, અને જે સદ્ગ્રહસ્થોની પધરામણી કરાવવાની વાંચ્છના રહી હતી તે ગ્રહસ્થોએ મહારાજની પધરામણી કરાવી સારી શેવા બજાવી. વળી અત્રેના કેટલાક મેવાડા બ્રાહ્મણોએ ટીપ કરી ૩૫૦) ને સુમારે એકઠા કરી મહારાજની ચર્ણપાદુકા સ્થપાવવાનો વિચાર કરી તે વાત મહારાજને જણાવી; એટલે ગુરૂજીએ વરઘોડા સાથે ગોમતી ઉપર **શ્રીડંકનાથ મહાદેવના** દેવાલયના સંબંધમાં પુર્વ તરફ ઓસારા છે, તેમાં ચર્ણપાદુકાની વીધિ પૂર્વક સ્વહસ્તે સ્થાપના કરી; આથી ગામના અને પરગામના લોકોને દર્શનનો લાભ મળવા લાગ્યો. તેના સંરક્ષણાર્થે ઉપર કરેલી ટીપના રૂપીઆમાંથી જાળી કરાવવામાં આવશે. આવી રીતે ડંકપુરના વિપ્રોની કામના પૂર્ણ કરી મહારાજે વાડાસીનોર જવાનો વિચાર દર્શાવ્યો. તેથી મુકામ ઉપડવાને દિવસે રા૦ રા૦ મનોહર ગણેશ તાંબેકર સાહેબ, ઉમરેઠથી આવેલા વકીલ રા૦ રણછોડદાસ નાગરદાસ, વકીલ રા૦ બાઇશંકર માહેશ્વર તથા ગામના કેટલાક સદગ્રહસ્થો મહારાજની સ્વા- સાથે પ્રેમયુક્ત નાની ભાગોળ સુધી વળાવા સારૂ ગ- ગોળે બિછાનું બિછાવી રાખ્યું હતું, તે ઉપર

હારાજ બિરાજ્યા. તે પ્રસંગે મને મહારાજ સંબંધીનું ભાષણ તથા કવિતા બનાવી વાંચવાની અત્રેના મારા મિત્રાદિકે ફરજ પાડેલી, તેથી તે પ્રસંગને માટે કવિતા, તથા ભાષણ લખી મૂકયું હતું;પણ તે વખતે મારાથી પરચુરણ કામને લીધે તે હેતુ તથા મહારાજનાં દર્શનનો લાભ લેવાયો નહીં તેથી તે બાબત આ ચોપડીમાં દાખલ કરીછે, આ ચોપડી પ્રગટ કરવાનું કારણ એટલુંજ કે હવે પછી શંકરસ્વામી માહારાજની સ્વારી પોતાના આમ્નાયમાં જાય, ત્યાં પધારતા અવલ સદ્ગૃહસ્થોને મહારાજની મહત્તા સંબંધી તથા પોતે કેવા મહાત્માછે તે વિષે જાણવામાં આવે, ને મનની શંકા અગાઉથી દૂર થાય; અને ભાવનગર, અમદાવાદ, વડોદરા, નડીઆદ, કપડવણજ,ઉમરેઠ, ડાકોર,વાડાસીનોર વિગેરે ગામોમાં મહારાજની પ્રતિષ્ઠા વિષે જાણવામાં આવે એવા હેતુથી આ ચોપડી રચેલીછે. આ લઘુપુસ્તકમાં કોઇ સ્થળે લખવામાં ભૂલ થએલી હોય, તેમ અશુદ્ધતા માલમ પડે, તો તે વાંચનાર સજ્જન સુધારી વાંચશો, અને તે માફ કરશો.

આ પુસ્તકની શુદ્ધ અક્ષરથી નકલ લખવામાં તથા તેનાં પ્રુફશીટ સુધારવામાં મારા પરમપ્રિય મિત્ર ડાકોરની કન્યાશાળાના માસ્તર રા૦મુળજીભાઈ મંછારામે તથા ઉમરેઠ નિવાસી રા૦ લીલાધર વિ૦કૃષ્ણારામ દ્વિવેદીએ સારી મદદ કરીછે માટે હું તેમનો આભારી થયોછું.

| | |
|---|---|
| મુ૦ ડાકોર તા.૫-૪-૮૬<br>ચૈત્રસુદ એકમ.સંવત ૧૯૪૨. | લી.ડાકોર નિવાસી<br>નારણજી લક્ષ્મિરામ. |

२७४६ (१३)

# श्री शारदामठना शंकराचार्य महाराज विषे.

## देवनी स्तुति.

दोहरा.

શ્રી શંકર સુતને નમું, દેવ તણો જે દેવ;
પાય પડું હું પ્રેમથી, ભલી કરીને સેવ.
હાથ જોડી સ્તુતિ કરૂં, મનમાં મોટી મામ;
તે તું પાર ઉતારજે, જે મુજ રૂડું કામ.
જશ લેવાને જગતમાં, દે મતિ દેવ વિશાળ;
કૃપા કરીને આપજે, હે જગપાળ કૃપાળ.
કવિતા રચવી, વાંચવી, ગમે મને નિરધાર;
તે હેતુ તું માહરો, જલદી પાર ઉતાર.

## श्री शंकराचार्यजी महाराज विषे.

મનહર છંદ.

રાજ રાજેશ્વર મહા-રાજ અધિરાજ રૂડા,
બ્રાહ્મણના ગુરૂજીની, મહતા વધારેછે;
દ્વારકાંમાં શારદામઠ, નાછે તે અધિપતિ;
તેમની વિશેષ વિદ્વતાજ, બેસુમારેછે;
શિષ્યોને સુધારેને, વધારે તત્વ બ્રાહ્મણનું;
ધર્મનો ઉપદેશ કરી, દિલ બહુ ઠારેછે;
આવા મહારાજ આજ, નથી કોઇ જગતમાં;
કે દર્શન દેઇ રૂડાં, પ્રાસ્ચિત નિવારેછે.
કંચન સમાન કાય, તે મુજે કહી ન
કવિથી વર્ણન ન થાય, એવું ~

શાસ્ત્ર ભરપુર ઉર, વિવેકી ને નેકી સારા;
વળી ગંભીરતાવાળા, વિદ્યા તણા કૂપછે;
સ્વભાવે વિશેષ બેશ, આનંદ ઉપજાવે એવા;
પાસે નમૃતાનો ગુણ, દેખીતો અનુપછે;
તેથી તેમને પ્રભુએ, જગતગુરૂ કર્યાછે;
તે પ્રમાણે ઠાઠ આપ્યો, જાણે મોટા ભૂપછે. ૨



## શ્રી શંકરસ્વામી મહારાજની સ્વારી કપડવણજ આવી તે વિષે.

### દોહરા.

ઉમંગ સાથે આવીઆ, કપડવંજ મોઝાર;
શારદામઠના સ્વામીજી, જે કહીએ નિરધાર.

### ચોપાઈ ત્રિતાલી.

કપડવંજ પધાર્યા જ્યારે, માન આપ્યું ગૃહસ્થોએ ત્યારે;
ગૃહસ્થ જે શંભુલાલ ગણેશ, જેની બુદ્ધિ દિસેછે બેશ;
બાબુ પિતાંબર કહીએ સાર, જેમાં ગુણ ઘણા નિરધાર;
ત્રીજા માસ્તર ત્રિકમલાલ, જેને ધર્મ ઊપરે બહુ વ્હાલ.
દિલે ડાહ્યા જે દલપતરામ, કરે પુણ્ય તણાં તે કામ;
વિગરે ગૃહસ્થ ઘણા એકે મળી, વાજતે ગાજતે સૌ મંડળી;
હારે હઇએ હરખ નવ માય, શ્રીફળ લઇને તે સામાજાય.
મળી સ્વામી સહીત પાછા આવ્યા, રૂડા ગુરૂનેમુકામ બતાવ્યા।
મુકામ કરી ગુરૂ થયા રાજી, દર્શન માટે થઈ ભીડ ઝાઝી;
ર્શન કરી લોકો સઉ બેસે, જાણે ગુરૂજી તે શું કે'શે;
ગ બોધ હવે ત્યાં દેછે, શાસ્ત્ર પ્રમાણે વચન કહેછે;
તો રાજી થાય, બીજે દિવસ પાછા જાય.
ી કાઢ્યો સાર, ગુરૂ આ તો ખરાનિરધાર.

ઘણા સ્વામી ઢોંગી બની આવ્યા, રૂડા રસ્તા કોએ નબતાવ્યા.
પછી લોકની શ્રદ્ધા તો ચોંટી, મનમાંહી રહી નહીં આંટી.
તેથી પધરામણી કરે વ્હાલે, જેને જે જે મળે તે આલે;
માન સાથે તે **મહારાજ** જાય, શિષ્ય મુખે ગુરૂ ગુરૂ થાય.



## પધરામણી કરાવનાર ગૃહસ્થનાં ટુંકામાં નામ.

### દોહરો.

પીતાંબર બાપુ અને, શંભુલાલ ગણેશ;
શેવા સારી બજાવીછે, ત્રિકમલાલે બેશ.
દામોદર મનસુખને, દાજી કીરપારામ;
અંબાલાલે હર્ષથી, કરી પોતાને ધામ.
ત્રિભોવન બાપુજીને, છગનભાઈ સનમુખ;
પુરાણી કહેવાયછે, એમાં નહીં કંઈ ચુક.
દેવાભાઈએ દિલમાં, રૂડો કરી વિચાર;
ગુરૂ ઘેર પધરાવીઆ, રાખી રૂડો પ્યાર.
નાથા ભાઈશંકર અને, શાણા દલપતરામ;
તનુજ રાજારામના, અંબાશંકર નામ.
મગનલાલ ગણપત જે, ડાકોર જેનું ગામ;
પોતે કરી પધરામણી, મનમાં રાખી મામ.
સમસ્ત સુતારે કરી, ભેગા કરીને દામ;
પ્રીતિ પુરી રાખીને, કર્યું ધર્મનું કામ.
તેમજ સમસ્ત, આગમી, પધરામણીઓ પુર;
વડોદરાએ પણ કરી, સાંભળજોજ જરૂર.
વિગેરે બહુ પધરામણિ, વળી થૈ નીરધાર;
જુજ ગણાવી આજમે, સમજી લેજો સાર.



# કપડવણજથી શ્રી શંકરસ્વામી મહારાજની સ્વારી ડાકોર ક્ષેત્રમાં આવી તે વિષે.

સોરઠો.

ઓગણી એકતાળીશ, દ્વિતિય જેઠ સુદ ચતુર્થિ;
શારદામઠના ધિશ, શંકરસ્વામી પધારીઆ.

ગરબી.

માંમેરૂ મોસા મૂલનું—એ રાગ.

ધન્ય ધન્યરે દિવસ આજનો,
ધન્ય ગુરૂ પધાર્યા સાર; આનંદ વર્ષ્યો પુરમાં. ટેક.
સ્વામી કપડવણજથીરે આવીયા,
શિષ્યો ઉપર રાખી પ્યાર; આનંદ૦ ૧
સામા મળવાને ડાકોર ગામના,
જમીદાર સહિત બહુ લોક. આનંદ૦
તેમાં જમીદાર સૂરજ સમ શોભતા,
તારા સરખા શોભે લોક થોક. આનંદ૦ ૨
તેનાં ટુંકામાં નામ ગણાવુંછું,
સઉ સાંભળો રાખીને મન; આનંદ૦
તેમાં પ્રમુખ મનોહર ગણેશ છે,
જેના વડીલોને કહીએ ધન્ય. આનંદ૦ ૩
શામળભાઇ સદાશિવ સાથમાં,
માસ્તર શોભેછે ત્રિકમલાલ; આનંદ૦
લલ્લુ નારણજીને તળશીભાઈ,
પારેખ ચાલ્યા છગન રાખી વ્હાલ. આનંદ૦ ૪
તેમ તલાટી પિતાંબર ચાલીયા,
ભૂલાભાઈ ને વ્યંકટરાવ; આનંદ૦
માસ્તર કહેથી તે ઓળખાયછે,
જેનો ગુરૂ ઉપર બહુ ભાવ. આનંદ૦ ૫

પારેખ મગન કાળીદાસ ગામના,
સાથે છોટાભાઇ ભગવાનદાસ, આનંદ૦
દીસે ધર્મિ રૂડા એ તો શેઠીઆ,
આવ્યા હર્ષે ગુરૂજીની પાસ. આનંદ૦ ૬
મગન આશા છગનભાઇ ચાલીયા,
પ્રિતે આવ્યા સોમા શિવરામ; આનંદ૦
દાજી રાજી ઘણા થઈ મનમાં,
મૂકી આવ્યા દુકાનનું કામ. આનંદ૦ ૭
ક્યાશાળાના મેહેતાજી ચાલીયા,
જેનું નામછે મૂળજીભાઇ. આનંદ૦
સેક્રેટરી જેશંકર દાજીભાઇ;
જેને સરકાર ગણેછે સવાઇ. આનંદ૦ ૮
તથા મેવાડા મળવા મહારાજને,
આવ્યા ભાવ રાખીને વિશેષ, આનંદ૦
નાગેશ્વરને પરસોત્તમ બાપુજી;
રાખી પરજારામ પંડ્યા વિવેક. આનંદ૦ ૯
પરસોત્તમ ઉત્તમ જે કહેવાયછે,
તેની સાથે મૂળજી રાજારામ, આનંદ૦
ગરબડ શેવકરામ પણ ચાલીયા,
આવ્યા હરજીવન મૂકીને કામ. આનંદ૦ ૧૦
નરસઈ ભટને વેણીરામ તેડીને,
નરસઇ જોશી પણ તેમની સાથ, આનંદ૦
નાથા ભગવાન અમૃતરામનો,
તેડી આવ્યા પકડીને હાથ. આનંદ૦ ૧૧
ધનેશ્વરને વિશ્વનાથ બાઇઓ,
જોડે આવ્યા અંબારામ વકીલ, આનંદ૦
ગોરધન દેવી અને રાજારામના,
શેવક આવ્યા રાખી નહિ ઢીલ. આનંદ૦ ૧૨

તથા પ્રેમાનંદ ભટ્ટના દીકરા,
ચાલ્યા દેવશંકર નિરધાર, આનંદ૦
મગનભટ્ટને નાગેશ્વર હર્ષથી,
ચાલ્યા મિત્ર સાથે તે વાર. આનંદ૦ ૧૩
દયારામ માધવને નાથજી,
સાથે દીક્ષાતા સદાશિવ; આનંદ૦
ગૌરી શંકર ભટ જે કહેવાયછે,
ગુરૂને સ્હાય રાખી સ્થિર જીવ. આનંદ૦ ૧૪
છગનદવે સવે કરી કામને,
શુકલ મેલાભાઇ ચાલ્યા પ્રતિષ્ટ, આનંદ૦
ગોરધન ગણપત પણ તે સાથમાં,
લખ્યું પંચ સમસ્ત આલીષ્ટ. આનંદ૦ ૧૫
છગનજોશી તે દલપત ગોરને,
કેહેછે ચાલો મળવા નિરધાર, આનંદ૦
નાથાજોશી તથા રે બકોરને,
થયો મળવા જવાનો પ્યાર. આનંદ૦ ૧૬
મથુરજોશી કેશવરામ કાસોરના,
ઉત્તમ જોશીછે તેમની સાથ, આનંદ૦
એમ જોશી મંડળ પણ ચાલીયું,
મોઢ લલ્લુ, પુરાણી રતીનાથ. આનંદ૦ ૧૭
જેઠારામ છગન બે સ્નેહીયો,
વળી ત્રીજા હરગોવન પરોત. આનંદ૦
બાપાલાલ શ્રધાવંત જેહછે,
ચાલ્યા મગન ગણપત સોત. આનંદ૦ ૧૮
વાલ રાખી હરીલાલ મૂળજી,
મેતા મોતી સહીત આવ્યા ત્યાંય. આનંદ૦
નારણ તથા મનસુખની મંડળી,
મુળજી કેવળ, આદીતરામ. આનંદ૦ ૧૯

એચર વૈદ દામોદર ઠાકોરને,
મોતીઠાકોર કલ્યાણ શિવરામ, આનંદ૦
વિગેરે શેવક સમસ્ત રૂડી મંડળી,
ધરી મનમાં મોટી મામ. આનંદ૦ ૨૦
એવી રીતે બ્રાહ્મણ સર્વે ચાલીયા.
ગુરૂ લાવીયા પોતાને ગ્રામ, આનંદ૦
સ્વામી રાજી થયા શિષ્ય જોઇને,
સૌને કહેછે નારણ લક્ષ્મિરામ, આનંદ૦ ૨૧



**દોહરા.**

પછી ગુરૂજી આવીયા, ડંકપૂરની માંય;
લોકો બહુ રાજી થયા, કસર ન રાખી કાંય;
પટેલ કશીયાભાઇની, હવેલી કહીએ જેહ;
મુકામ તેમાં આપીયો, એમાં નહિ સંદેહ;
પછી શિષ્ય સર્વે મળી, જાય ગુરૂની પાસ;
પગે લાગી ગુરૂને કહે, અમે તમારા દાસ.
જેમ ખબર થઇ ગામમાં, જાય લોક અથાગ;
ગુરૂ વચન સુણવા તણો, ભલો આવીયો લાગ.
શાસ્ત્ર વચન ત્યાં નીકળે, અર્થ રૂડેરા થાય;
તે શિષ્યો સૌ સાંભળી, મનમાં બહુ હરખાય.
ગુરૂ કહે સૌ સાંભળો, તમે બધા સજ્જન;
સંદેહ હોય તો પૂછજો, એવું મારૂં મન.
કરૂં ખુલાસા ખંતથી, એમાં નહિ મીનમેખ;
પ્રમાણ આપું શાસ્ત્રનાં, કારણ સહીત અનેક.
જેને જે સંશય પડે, તે તે પૂછો સ્વાલ;
તેઓ સર્વે પ્રશ્નના, જવાબ આપીશ હાલ.
એમ વિવેચન બહુ કર્યું, સભા ભરીને નિત્ય;
ખાતરી થઇ ગુરૂજી તણી, વિપ્રો મન ખચિત.

ચતુરમાસ રહીને કરી, કથા ગુરૂએ સર્સ;
તે સુણી શ્રોતા જનસૌ, ઘણો પામીયા હર્ષ.
આવે ઉમરેઠ ગામના, સાંભળવાજ જરૂર;
પરગામી પુજારીઓ, આવે થઈ આતુર.
સમય શ્રાવણ માસના, હતા દિન તે વાર;
તુળશી ચડાવા આવીયા, ડંકપુર નીરધાર.
એમ સજ્જન સૌ મંડળી, હર્ષ પામી ભરપૂર;
ગુરૂએ વચન ઉચારીને, શંકા કરી સૌ દૂર.

---

ચોપાયા છંદ

પછી લોક સૌ વિચારીને, ગુરૂને વાત ઉચારે;
મેહેર કરી પધારો સ્વામી, તમે હમારે દ્વારે;
જેથી ઘરનાં પાવન થઈએ, મળી બાળ નરનારી,
એટલે વળતી ગુરૂજીએ, ચઢાવી છે અસ્વારી.

---

## ડંકપુર ક્ષેત્રમાં શંકરસ્વામી મહારાજની પધ્ર-રામણી કરાવનાર વિષે.

મનહર છંદઃ

રાજમાન રાજેશરી, જમીદાર તાંબેકર;
મનોહર રાવે પધરાણી કરાવી છે;
આણીને ઉલટઝટ, હટ દેઇ ભેટ કરી;
ધર્મ કર્મ મર્મ જાણી, હર્ષથી ધરાવી છે;
જેઠારામ ગોકળ ને, છગન અનોપરામ;
તથા બાપાલાલના મનમાં વાત ભાવી છે;
અમરતરામનું તો, કામ ધરમાદા પર;
તેથી પધરામણીની, વાતજ ઠસાવી છે; ૧
બાપુજી કુબેરદત્ત, ને પરોત માથંકરે;

મારાજને ઘેર તેડી, માન સારૂં આપીયું;
વિગરે ઉત્તમ ભટ, વટવાળું ઘર જેનું;
તેણે પણ ગુરૂ તેડી, દુઃખ પ્રૌઢ કાપીયું;
તથા નાથા ઉત્તમે તો, ઉત્તમ કર્યું છે કામ;
તેથી આ કવિતા માંય, નામ તેનું છાપીયું;
વળી નરસેં જોશીએ, જણાવ્યો મત્ત સારો;
પુણ્ય લેવાને વધારે, ભિક્ષા ખર્ચ માપીયું; ૨
તેમ પધરાવા માટે ગરબડ અધ્યારૂએ;
મારાજને માન સાથે, સંદેસડા કાવીયા;
નરભેરામનું કામ, ખરાવાદી ખરૂં તેથી;
સગાં સ્નેહી તેડી, સ્વામીને બોલાવા આવીયા;
એવી રીતે માન સાથ, જેઠે પંડ્યે જોડી હાથ;
ગુરૂ પધરાવા માટે, તકીઆ મંગાવીયા.
પંડ્યા હીરજીએ પોતે, પધરામણી સ્હીત;
સ્વામીને જમાડવાના, બેદજ લગાવીયા; ૩
વળી મોતીરાજાએ ને, નાથજી નારણજીએ;
નાથજી અનોપરામે, જશ બહુ લીધો છે;
ભટ રામ શંકરના સુત, હરગોવનેતો;
ભાવ થકી અમરત રસ મસ્ત પીધોછે;
વૈદ બેચરભાઈ, તેમણે તો મન ચાહી;
કરી સરસાઈ ધાઈ, ખર્ચ સારો કીધોછે;
તેમજ ઠાકોર દામોદરે, કહ્યું છગનને;
કે ગુરૂને માનવાનો. આજ રસ્તો સીધો છે; ૪
ઘેલાભાઈ શુકલને, દેવરામ વિઠલજી;
શિવરામ મોઢ અને, નરસિંહે કરીછે;
ગોરધન ગણપત, દામોદર મયારામ;
શેવક અનોપરામે, વાત અનુસરી છે;
શેવક સમસ્ત હસ્ત, થઈ લાલ બાગ માંહી;

ભોગીલાલે ચર્ણ સ્પર્શ, કરી ભેટ ધરી છે;
એવી બિના જોઈ, ચિત્ત પ્રોહીને નારણ કહે;
ખરેખરો ખુશી થઉં, વાત હર્ી ભરી છે. ૫

---

### ચોપાયા છંદ;

વળી બાકીના સર્વ બ્રાહ્મણ, થયા એકઠા પૂરા;
ભેગા થઇ વિચાર કરેછે, એટલે બોલ્યા શૂરા;
કેલાણાદીટ એક રૂપીયો, ઉઘરાવવો સારો;
એથી મોટી રકમ બાઝશે, અને થશેજ વધારો;
એમ એકઠા થઇને પંચે ઠરાવ નક્કી કીધો;
એટલે વળતી સર્વ સજ્જને, ઝટઝટ આપી દીધો;
રકમ મોટી બાઝી તેથી, પંચે મન વિચાર્યું;
સમસ્ત પધરામણી કરીને, રકમ આપવી ધાર્યું;
પછી ગોમતી કાંઠા ઉપર, પંચની જગ્યા જે છે;
તેજ જગાને લોકો સર્વે સ્વામીનો મઠ કે'છે;
તે ઠેકાણે ગુરૂજી કેરી, પધરામણી કીધી;
રકમ જેટલી હતી તેટલી, આપી આશિષ લીધી.

---

## ડંકપુરથી શંકરાચાર્યજી મહારાજ ઉમરેઠ પધાર્યા તે વિષે.

### સોરઠ.

પછી ઉમરેઠ ભણી, ગુરૂ જવાને નીકળ્યા;
વાત કહૂ તે તણી, ગૃ'સ્થો સામા આવિયા.

### મનહર છંદ.

કુશળજી માણેકજી, નરોતમ મયારામ;
મૂકી અને કામ મારાજના સામા જાય છે;

તથા કાળીદાસ, મયારામ કેરા સુત જેહ;
તેહ ખુશી થઈ જાય, જોશી જે કેવાય છે;
વળી ગણપત અને, રવીદત્ત શામળજી;
હાલ મદરાસના, સજ્જન સુખદાય છે;
તેમ સબજજ સાબ, રૂડા રણછોડલાલ;
હાલ ન્યાલ થઈ, લોક ગુણ જેના ગાયછે. ૧
તેમ સારા સદ્‌ગુણી, અણીપુણી બુદ્ધિવાન;
માન પામેલા વકીલ રણછોડ દાસ છે;
તથા બાઈશંકર ને, વળી નંદલાલ વ્હાલ;
રાખી પોતે ચાલ્યા, જેનો ઉમરેઠ વાસ છે;
વળી વ્યાસ રણછોડ, કોડ રાખી ચાલ્યા પોતે;
ગુરૂ મળવાની જેને, મન માંહી આશ છે;
એમ કારકુન અધિકારી, સુવિચારી ભારી;
શોકને વિદારી ચાલ્યાનાં, કારણ ખાસ છે. ૨
વળી સરસ્તેદાર સાર, રૂડા રણછોડ લાલ;
અટક જરૂર જેની, ઠાકરે કહેવાય છે;
તેમ લાલશંકરના, ભ્રાત નરભેશંકરે;
ગોપીલાલ હેડક્લાર્ક, સાથે સાથે જાયછે;
વળી અચરતલાલ, સુત કૃષ્ણારામ કેરા;
કેશવજી ગોર પોતે, ગુરૂજીને ચ્હાય છે;
વિગરે ઘણાંક નામ, લખ્યા વિના રહ્યાં તેથી;
નારણના મન માંહી, દિલગીરી થાયછે. ૩

**દોહરો.**

એમ સર્વ સજ્જન મળી, પછી કર્યા વિચાર;
મુકામ ગુરૂને આપવો, અનૂકૂળ નિરધાર.
સમસ્ત ખેડાવાળની, જગ્યા કહીએ જેહ;
મુકામ તેમાં આપિયો, એમાં નહિ સંદેહ.

---

# પધરામણી કરાવનાર વિષે.

## મનહર છંદ.

કાળીદાસ મયારામ, વ્યાસ રણછોડ અને,
તરવાડી લલુ જીભા-ઇએજ કરાવી છે;
દવે રવિદત્ત શામળજી, હાલ મદ્રાસના;
ગુરૂ પધરાવી ભલી, ભેટજ ધરાવી છે;
ભટ રામકૃષ્ણ લીલાધર, અગ્નિહોત્રી મોટા;
ગંગાશંકરને વાત, મનમાંહ ભાવી છે;
વળી નાનાલાલ, લાલભાઈના જે સુત સારા,
તેણે પણ દીલ માંહી, વાતજ ઠસાવી છે. ૧
વળી મણિલાલ રણછોડ પ્રૌઢ દયાવાળા;
તેમણે ગુરૂજીને, ઘણુંજ માન આપીયું;
તેમ કેશવજી રામચંદ્ર અને છગને તો;
ધર્મગુરૂ તેડી પોતાતણું દુઃખ કાપીયું;
દવે નાથજીને લીલાધર લક્ષમીજ દત્ત;
કર્યું રૂડું કામ તેથી, નામ આમ છાપીયું;
પંડ્યા શોમનાથ ગોપાળજી અવદીચ ને તો;
ગુરૂ પધરાવા તણું, ઘણું મન વ્યાપીયું. ૨
થયા નંદલાલ વ્યાસ, પધરામણી કરાવી;
ભટ જીવરામે પણ, ધર્મ રીત જાણી છે;
તેમ સનમુખરામે, કામ ધરમનું કર્યું;
નરોતમ મયારામ, કેરી બુદ્ધિ શાણી છે;
ઠાકર અનુપરામ, જીભાઈ જણાયા પોતે;
જોશી રામેશ્વરની, જરૂર સારી વાણી છે;
વળી વ્યાસ બાળકૃષ્ણ, કેરા જે અનોપરામ;
વ્યાસ મણીલાલ સુદ્ધાં, ગણતી દેખાણી છે. ૩

કૃષ્ણારામ કાશીરામ, દ્વિવેદી દેવરામ તેણે;
કુટુંબ સહીત ગુરૂની આશિષ લીધી છે;
વળી લીલાધરે, ઘર પાવન કરાવ્યું પુરૂં;
ગુરૂ તેડી અમરત કેરી લોટી પીધી છે;
તેમ ગણપત ભટ્ટ, પરસોત્તમના સુતે,
પધરામણી કરાવી, ભેટ ભલી કીધી છે;
વિગરે ઘણાંક પધરામણી વાળાનાં નામ;
નહીં મળી આવવાથી વાત મૂકી દીધી છે. ૪

છપ્પો.

એડાવાળને ખૂબ, હર્ષ રૂદીયામાં વ્યાપ્યો;
તેથી લાણાદીટ, રૂપૈઓ અડધો આપ્યો;
ભેટ રૂપીઓ એક, ટેકથી વ્હાણે લીધો;
કરી રૂડું સન્માન, ગુરૂને ભેટજ કીધો;
તેમજ સર્વે બ્રાહ્મણે, સન્માન સારૂં કર્યું;
નારણ કહે દર્શન કરી, પુર્વનું પ્રાચિત હર્યું. ૫

## પાદુકાની જાળી કરાવનાર વિષે.

છપ્પો.

સબ જજ રણછોડલાલ, કપુરચંદ દેશે કહીએ;
અદલ કરે ઇનસાફ, કાયદા સમજી હૈએ;
આશિષ લેઇછે ઘણી, જગતમાં પોતે ઝાઝી;
ધર્મ ઉપર બહુ પ્રેમ, હમેશાં રહેછે રાજી;
વળી એક નિષ્ઠાથી નોકરી, સરકાર કેરી કરે;
તેથી જશ પામે ઘણો, એમજ સર્વે ઉચરે; ૧

કુંડળીઆ.

પટેલ નાગરદાસના, વડા સુત વિખ્યાત;
નામે રણછોડદાસ છે, કરે સર્સ વકીલાત;
કરે સર્સ વકીલાત, કાયદા શીખી પૂરા;

વકીલમાં હુંશિયાર, જ્ઞાનમાં નહીં અધૂરા;
વળિ હમેશાં આપેછે, સારી એતો વાસના;
ધન ધન કહું એ સુતને, પટેલ નાગરદાસના. ૨
ઊંડું જેનું જ્ઞાન છે, સુણજો સજ્જન સર્વ;
ટેક નેક વિવેક છે, વળી મન નહીં ગર્વ;
વળી મન નહીં ગર્વ, નમ્રતા દીસે સારી;
પુન્ય ઉપર બહુ પ્રેમ, દયા પણ દિલમાં ભારી;
વદે નહીં એ વેણ, કોઈ દિવસ પણ કુંડું;
એવા રણછોડદાસ, જેનું છે જ્ઞાનજ ઊંડું; ૩

**મનહર છંદ.**

વળી ઊમરેઠ માંહી, પાદુકા જે ઠેકાણે છે;
તેની આશપાસ જાળી, કરાવી ખુશી થકી;
જેથી પાદુકાનું થાય, રક્ષણ વિશેષ બેશ;
એમ સમજી કરાવી, ખાતરી કરી પકી;
આણીને ઉલટ ઝટ, પીતળ કેરી કરાવી;
તેથીજ માલુમ પડે, ધરમી દીસો નકી;
વળી પરમારથમાં, ખુશીથી ખરચ્યા દામ;
તેથી યશ આપશે, પ્રભુ કહુંછું હું બકી. ૪

---

## શંકરાચાર્યજી મહારાજ ઉમરેઠથી વાડાસી-નોર જવા સારૂ બીજીવાર ડાકોર આવ્યા.

**છપ્પો.**

પછી ઉમરેઠથી, ગુરૂજી ડાકોર આવ્યા;
પુરના લોકો અને, મન પણ પૂરણ ભાવ્યા;
લોકો જઈ ગુરૂ પાસ, કરે વિનંતી સારી;

માસ તમે અહિ એક, મ્હેરથી રાખો સ્વારી;
સબબ ઘણાના મનમાં, હજુ હાંસ રૂડી રહી;
તેઓ ઘેર પધારજો, એવી વાત લોકે કહી.

**દોહરો**

આગ્રહ આવો જોઇને, ગુરૂએ કર્યો વિચાર,
એક માસ અહીઆં ટકી, પછી જવું નિરધાર.
એ મુદ્દતની અંદરે, પધરામણીઓ થાય,
આવે જેઓ તેડવા, તેને ઘેરજ જાય.
તેવામાં પણ પાદુકા, સ્થાપિં આગ્રહ જોઇ,
મેવાડાના પંચનો, વળી કહ્યું ચિત પ્રોઇ.
ઓગણિ બેતાળીશના, ફાગણસુદ આઠેમ;
તે દીન પાદુકા સ્થપૈ, સુણો ધરીને પ્રેમ.
ત્યારપછી ગુરૂએ કર્યો, વિચાર મનમાં સર્સ,
વાડાસિનોર અત્રથી, જવું ધરીને હર્ષ.
એટલે અહિંથી ઉપડી, સ્વારી ગુરૂની સાર,
આજ જવુંછે_ઠાસરે, એમજ કર્યો વિચાર.

---

## વરઘોડાનું વર્ણન.

**ધોળ.**

જુઓ જુઓરે જગતના લોક, વરઘોડો શંકરસ્વામીનો. ટેક.
સ્વામી મેનામાં બેશીને નીકળ્યા, તેની શોભાતણોનહિ પાર. વર૦
પાછળ સ્વામીને આગળ સિપાઇઓ, છડીદાર કરેરે પોકાર. વર૦
ડંકા નિશાન શોભેછે સાથમાં, આવ્યા ઘીની મશાલો સહિત. વર૦
ગુરૂ કંઠે મુક્તા કેરી માળછે, સઉ જોઇ રહે એક ચિત્ત. વર૦
ગાદીતકીઆ મેના માંહી શોભતા, તેને મઢેલી પીળીસાટીન. વર૦
શાસ્ત્રી પુરાણી વરઘોડામાંયછે, જેઓ ન્હાતા ગુરૂ નિશદિન. વર૦
સારા સારા ગૃહસ્થો અને શેઠીઆ, હર્ષ રાખી ચાલેછે સાથ. વર૦

દર્શનકરે નર અને નારીઓ, ખુશી સાથે જોડીને હાથ. વ૨૦
દર્શન કરીને પરસન લોક થાયછે, ગુણગાય ગુરૂના વિશેષ. વ૨૦
સ્વામી વીંટે માથે રૂડું મોળીયું, ઓઢે ભગવો પોશાક હમેશ. વ૨૦
છત્રી ધરાયને ચંમર ઢોળાયછે, હર્ષે જાયછે શિષ્યને ઘેર. વ૨૦
તાસાં ભુંગળ પડઘમ તુરઈ વાગતી, દક્ષણીવાજાંવાગે રૂડીપેર. વ૨૦
અબદાગીરી મોરચંમરે દખીએ, પંખો ઉરાડે શિષ્ય વિશેષ. વ૨૦
પાછળ માનુની મંગળ ગાયછે, કહે નારણ શીખી ગીત એશ. વ૨૦

-❧-

# स्वामी प्रत्ये लोकोनुं कहेवुं.

## ગરબી.

રાતલડી કોની સંગે જાગ્યા. એ રાગ.

સ્વામીજી ભાવકરી તમે આવ્યા,
આવી રૂડા ધર્મના પંથ બતાવ્યા; સ્વામીજી૦ ટેક.
બાળા પણે વિદ્યાભ્યાસ તમે કીધો,
ભણી ગણી જગત માંહી જશ લીધો,
ગુરૂ થઇ શિષ્યોને બોધજ દીધો, સ્વામીજી૦ ૧
ધન્ય ધન્ય બુદ્ધિ તમારીરે કહીએ,
વચન બોધ સુધાં તમારાં રે હઇએ;
દીઠા તમ સરખા ગુરૂ નહિ કહીએ. સ્વામીજી૦ ૨
હાંરે ગુરૂછો તેવી ખાતરી આપી,
નથી ઢોંગી, મત્ત એવો રહ્યો વ્યાપી;
ઉપદેશ લઇ સુધરી ગઇ મતિ પાપી. સ્વામીજી૦ ૩
દર્શન કરી પાતક સઘળાં રે હરીએ,
સ્વામી સ્વામી મુખ થકીરે ઉચરીએ;
હવે થકી ઢોંગીઓથી નહીં ડરીએ. સ્વામીજી૦ ૪
હાંરે આજ લગણ ઢોંગી ધુતી ખાતા,
ભોળાઓનું દ્રવ્ય હરી લેઇ જાતા,

થોડા દિન રહી, એ, પી થતા માતા, સ્વામીજી० ૫
તમો આવે સાબીતીઓ મળી મનમાં,
હવે નથી સંદેહ મારા તનમાં,
ગુગળીઓને પુછીને ફરીએ મગનમાં. સ્વામીજી ૬
સુણી તમ વાત ઢોંગીઓ ન્હાસે,
જેમ બિલ્લી દેખીને ઉંદર ત્રાસે.
એમ તમને દેખીને નવ આવે પાસે સ્વામીજી ७

## महाराजनी व्हायना विषे.

### દોહરા.

અનાવલાને શારસ્વત, મોતાલા મન માંય;
ગુરૂ જોઇ હરખાય છે, સંદેહ ન ધરિ કાંય.
ભાર્ગવ ભરૂચ ક્ષેત્રના, જાંબુ સ્હાય જરૂર;
સર્વે ખુશી થાયછે, પ્યાર ધરીને ઉર.

### મનહર છંદ.

વડાદરા, વાલમને, અડુમળ, અવદીચ;
શ્રીમાળી, શ્રીગોડ, મોઢ, જોઇ ખુશી થાયછે;
પરજીઆ, કનોજીઆ, રાજગર, નાગરને;
ખેડાવાળ તો ખસુસ, ગુરૂજીને સ્હાયછે;
તપોદન, ખડાયતા, મેવાડા ને ઉનેવાળ;
ગયાવાળ, ગુરૂજીના, ગુણ ઘણા ગાયછે;
દક્ષિણિ, રાયકવાળ, સાચોરા, નાંદોરા તથા;
દેશાવાળ યાદ કરે, સ્વામી જે કહેવાયછે.

### દોહરા.

કલકત્તા, કાશી અને, કોટા, કોલ્હાપુર;
મારવાડ જાહેર થયા, શંકર સ્વામી જરૂર.
ભાવનગર, ઘોઘા અને, ગોંડળમાં પ્રખ્યાત;

વીજાપુર, વઢવાણ થઇ, વીશનગર ગઈ વાત.
ઉદેપુર, જેપુરને, જબલપુર, અજમેર;
દીલ્હી, આગ્રે જાણીઉ, મ્હારાજ સમશેર.
લાહોર, લખનોર ગામના, લોક કરે ઉચ્ચાર;
શારદામઠના સ્વામીજી, બહુજ દીસે હુશિયાર.
મુંબાઈ, માહીમને વસઈ, થાણામાં ગઇ વાત;
ત્રંબક, પંઢરપુરના, ગણે ગુરૂ સાક્ષાત.
નડીયાદ, નાંદોદને, નાગપુર, નાશીક;
ત્યાંના લોકો હર્ષથી, કહે ગુરૂજી ઠીક.
માતર, મેમદાવાદને, બહુ ખેડાના લોક;
યાદ કરે સ્વામીજીને, મૂકી મનનો શોક.
ભરૂચ, અમદાવાદના, બ્રાહ્મણ સઘળા પુર;
દીલથી ખુશી થાયછે, સ્વામી જોઇ જરૂર.
વીર ક્ષેત્ર વડોદરૂ, ગૂજરાતમાં ગામ;
તે માને મ્હારાજને, મનમાં રાખી હામ.
જાહેરાંત જરૂરછે, જામનગર, ખંભાત;
વળી ગુરૂને ઓળખે, પરચુરણ પણ નાત.
કપડવંજને ગોધરા, લુણાવાડા નેટ;
વાડાસીનોરે, ઢાસરા, આણંદને ઉમરેઠ.
ડંકપુર પણ ઓળખે, સ્વામીજીને સાર;
વિગરે ગામ ઘણાંકછે, ગણે ન આવે પાર.
એવું નારણજી વદે, ડંકપુર રહેનાર;
તાલુકે શુભ ઢાસરા, ગામ જાણજો યાર.



**ઠુમરી.**

નિયંતા નાથરે, તને નમી નમી કરૂંરે પ્રાણમ. એરાગ.
સ્વામીજી આવજો, તમે ભાવરાખી ભરપુર. ભલાજી. ટેક.
મ્હેર કરી મહારાજ પધાર્યા, હારે કર્યા પાતક સઘળાં દુર. સ્વામી.

શારદામઠના અધિપતિ પોતે, હાંરે બ્રાહ્મણ કેરા ગુરૂછો જરૂર.
કપડવણજને પાવન કરીને, હાંરે ડાકોર આવ્યા હરષ રાખીઉર.
ડાકોરમાં રહી ઊપદેશ કર્યા બહુ, હાંરે ટાળ્યા મનના વિચારોક્રૂર.
ધન્ય ધન્ય છે વિદ્વતા તમારી, હાંરે કરતા નથી ભક્તિમાં કસૂર.
ઉમરેઠમાં પણ પધારીને પોતે, હાંરે સ્થાપન કીધું પાદુકાનું મૂળ.
ડાકોરમાં પણ પાદુકા સ્થાપી, હાંરે ઢોંગીઓને કર્યા શોકાતુર.
ધર્મ ધૂરંધર અધિપતિ દીસો, હાંરે દિન દિન વૃદ્ધિ પામેછે નૂર.
જગતગુરૂ નામ પ્રસિદ્ધ પડાવ્યું, હાંરે તેથી ખુશી થયા ચકચૂર.

---

**श्रीशंकराचार्य महाराजे** ડાકોરથી વાડાસીનોર જ-
તાં ડાસરાના સદગૃહસ્થ બ્રાહ્મણોના અતિ આગ્રહથી ત્યાં
એક દિવસ વિશ્રામ કર્યો: તે દરમ્યાન ત્યાંના સદ્ગૃહસ્થ
બ્રાહ્મણોએ પ્રથમથી એકઠી કરી રાખેલી રકમ ઘણા ભા-
વથી ભેટ કરી અને આનંદ પામ્યા; પછી ગુરૂજી વાડાસી
નોર સીધાવ્યા. ત્યાં તેમના સામા મળવાને માટે કારભારી
તથા ગામના સદ્ગ્રહસ્થ મોઢ બ્રાહ્મણો તથા બીજા ગૃહ-
સ્થો વિગેરે ભેગા થઈ સામૈયુ લેઈ વાજતે ગાજતે હાથી.
ઘોડા, સ્વાર સહીત ઉમંગયુક્ત આવી મહારાજને
લેઈ ગયા ને અનુકુળ મુકામ આપ્યો
જની સ્વારી ત્યાંજ બીરાજે
ગામોની માફક પ

આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં પ્રથમથી મદદ આપનાર ગૃહસ્થોનાં નામ.

ડાકોર.

રા. રા. મનોહર ગણેશ તાંબેકર પા. મગનલાલ કાળીદાસ

પા. છોટાલાલ ભગવાનદાસ
પા. દામોદર ઉતમરામ
રા. નાગેશ્વર પરભુરામ
રા. મગનલાલ અનોપરામ
રા. મગનલાલ ગણપતરામ
રા. બાપાલાલ ભગવાન
રા. લલ્લુભાઈ નારણજી
રા. પીતાંબર કુબેર
રા. મહાશંકર જોઈતારામ
રા. દયાશંકર માધવજી
રા. સોમેશ્વર શિવરામ
રા. મૂળજી કેવળરામ
રા. ગોરધન ખુશાલ
રા. હરીકૃષ્ણ રાજારામ
રા. લલ્લુભાઈ ત્રિભોવન
...ર નાથાભાઈ
...રજીષ્ટર

પા. છગનલાલ ઉતમરામ
રા. મગનલાલ આશાભાઈ
રા. છગનલાલ અનોપરામ
રા. જેઠારામ ગોકુળ જોશી
રા. હરગોવિંદ ત્રિભોવન
રા. જેશંકર દાજીભાઈ સેક્રેટરી
રા. જુલાભાઈ નરસઈ
રા. મૂળજીભાઈ મંછારામ
રા. જેઠારામ શિવરામ
રા. નાથજી ઉત્તમરામ
રા. હરીલાલ મૂળજી
રા. આદિતરામ અમથારામ
રા. શામળભાઈ મયારામ
રા. શામળભાઈ કાળીદાસ
રા. માણેકલાલ દયાશંકર
રા. જેશંકર ભવાની શંકર
રા. મગનલાલ બાપુજી
રા. હરજીવન દયારામ
...જોશી. મુંબાઈના
...અનોપરામ

# विज्ञापना.

---

સર્વે સુજ્ઞ સજ્જનોને વિનંતિ કરૂંછું કે-ભરતખંડમાં મૂળ આચાર્યે ચાર દિશામાં ચાર મઠ સ્થાપેલા છે. (૧) ઉત્તરમાં બદ્રિકાશ્રમમાં જ્યોતિર્મઠ, (૨) પૂર્વમાં જગન્નાથમાં ગોવરધન મઠ, (૩) દક્ષિણમાં રૂષ્યશીંગ પર્વતમાં શ્રૃંગેરી મઠ, (૪) પશ્ચિમમાં દ્વારકાંમાં શારદામઠ. એ વાત સર્વમાન્ય છે. તેમાં આપણે શ્રી શારદા મઠની હદમાં છીએ માટે તે મઠના ગાદીપતિ **श्री मत्परमहंस परिव्राजकाचार्यश्री मच्छंकराचार्य श्री मद्राज राजेश्वर महाराज.** નો વૃતાંત જાણવો અવશ્યનો છે; એ હેતુથી આ લઘુ પુસ્તક રચ્યું છે, તે વાંચવાની અમુલ્ય તક કોઈ પણ સદગ્રહસ્થ ખોશે નહીં એવી આશા છે. જેને એ પુસ્તક જોઇએ તેણે અમને લખવું.

વળી એ શિવાય અમારે ત્યાંથી નીચે લખેલાં પુસ્તકો પણ સોંઘી કિંમતે મળશે.

| નામ | કિંમત પોસ્ટેજ સાથે. |
| --- | --- |
| **शब्द रूपावली.** (ના. ભા. પંડિતકૃત) | રૂ૦-૨-૦ |
| માઠાં ફળ (વિ. ગો. [illegible]) | રૂ૦-૧૩-૦ |
| ભાકરી(મ૦ મો૦) | રૂ-૦-૮-૬ |
| [illegible]ની | [illegible]-૬-૬ |